**GOHAR** as she appears in **"KIMTI ANSU"**

"કીંમતી આંસુ"માં ગોહ

ચંદુલાલ શાહ પ્રોડક્શન

"NOOR-E-WATAN" has electrified Bombay. Every evening crowds roar at the West End to get an entry. It is in its second week. E. Billimoria and Madhuri are immediately ushered into the hearts of public.

Billy, you have kept Ranjit's flag flying—Bravo!

And Ranjit Studio is humming with activities. Mr. Chaudulal Shah seems to be a "He-man" Director. He is at three pictures simultaneously. He is painting a rain bow of tears on the celluloid in shape of "Kimti Ansu". But his attention is arrested by a strange voice it is the voice of a Soldier's Sweetheart—and who would not listen to this melody? While "Mad Princess" is getting mad over Mr. Shah's indifference.

Ranjit staff will be going to Jamnagar for outdoors, in the begining of the next month. The location shcts of the following pictures. "Soldier's Sweet Heart" "Raj Ramani" "Black Bandit". "The return of Toofan Mail" will be taken at Jamnagar.

Gohar, like an emotion's echo, will flood "Soldier's Sweet heart" with refreshing acting. She is yet on her way to the province of tears in "Kimti-Ansu".

Jayant Desai has already arranged the set for Raj Ramni to step in. Madhuri and Billimoria will be giving the team-work, with the vitality of humour, the special dish of Ranjit with A B C & D Vitamins :—Ghory—Dikshit—Charlie—Kesri and Ranjit rings the gong and there appears "Toofan Mail" to entertain India.

Dixit is in the Theatre but this time not with the audience—he is in the operation-theatre with a nurse to look after him. After he comes safely from the operation he will be working in "Kimti Ansu"—Billy and Ghory are very anxious regarding Dixit's health—Billy just ordered Ghory to go and see ailing Dixit. Ghory did this feat—and informed Billy.

"Dixit will take a long time to come out from the hospital—"

Billy put a question :—

"Did you see the Doctor?

Ghory shyly said—

No—but I saw the Nurse.

Raja Sandow with dumbells (not to reduce his weight) in hands, is threatening to produce a mystery picture with a lot of eerie atmosphere in it, he being one of the eerie-man.

Black Bandit's indoor exploits are robbed by the camera and mike—(City Police is not informed so far).

Mr. Chandulal Shah is giving special costumes to "Soldier's Sweet heart". Huge preparations are a foot at the studio. Some of the distributors of Bengal, sitting on the top of the art, are doing their best to secure Ranjit Pictures. The figure of thirty thousand Rupees for Noor-e-Watan is offered. It shows the triumph of Ranjit's Films—in spite of the dusty wind blowing from The Bay of Bengal.

# મી. ચંદુલાલ શાહ.

તમે આ શું માંડ્યું છે???

શું તમારૂં મગજ!!!

હજુ તો **મેડ. પ્રીન્સેસ** મગજમાં 'છે' ત્યાં **કીંમતી આંસુ** આંખમાં આવી ગયાં–એ હજુ ટપકયાં ન ટપકયાં ત્યાં તો **સિપાહીની સજની**ને સાદ કર્યો–એટલે પાગલ પ્રીન્સેસને પાગલ ખાનામાં પુરી, કીંમતી આંસુને કેદ કરી સીપાહીની સજની પાછળ દોડયા પણ એટલામાં તો વિજળી આડી પડી,

મને કહો, કયારે ચમકાવવાની છે? જવાબ આપો, પછી જ જવા દઇશ. જવાબ મળે એ પહેલાં તો વિજળીને મેઘનો સાદ આવ્યો અને એ સરી ગઇ.

મી. શાહનું મગજ એટલે મ્યુઝીઅમ. કીમતી વસ્તુઓ એમાં પડી જ રહે. વસ્તુ હૃદય દ્વાર પર ટકોરા મારે ત્યારે જવાબ મળે.

"તારો પણ વારો આવશે–તને નહિ એમ નથી."

અને કોઇ રાત્રીના પલકારામાં મી. શાહ શીલ્પી બને છે. કલમ લઇ સ્ક્રીન વાર્તાનાં શીલ્પ ઘડવા તૈયાર થાય છે.

એ શીલ્પ કામ કોનાથી અજાણ્યું છે?

# બૈરીએ બુરખો પહેર્યો

## "નૂરે વતન" જોયા પછીનું પરિણામ—

એક હતો શહેરનો પતિ અને બીજાં હતાં ગામડેનાં ગોરી.. પતિ સુદામા સરીખડો અને પત્ન સેંડોને મારી મારી હાંકી કાઢે તેવાં બળવાળાં. બન્ને પરણ્યાં. શહેરના માળામાં રહ્યાં. પતિ લાવ્યો ચોખાનો દાણો, પતિએ ભેળવ્યો મગનો દાણો અને બનાવી ખીચડી મોદીની દુકાનનું ઘી ખુટી જવા આવ્યું ત્યારેજ ગામડાની એ કન્યાને હાશ થઇ. ખીચડી ત્યારેજ પકાણી વરને એક વિચિત્ર ક્ષણે એવું સુઝી આવ્યું કે વહુને ફીલ્મ દેખાડીએ-વહુએ આ શબ્દ પહેલાં કદી સાંભળ્યો નહોતો. ફીલ્મ એણે ક્યાંથીજ જોઇ હોય! વીકટોરીઆ કરી બન્ને વેસ્ટ એન્ડ પર આવ્યાં. વીકટોરીઆના ઘોડાએ ત્યારે જાણ્યું કે ગામડામાં કેવું વજન છે. બોક્સ ઓફીસ પર અસહ્ય ગીરદી જોઇને સુદામા સરીખા પતિદેવ દુર ઉભા રહ્યા.

"કેમ કાંઇ વાંધો થાય છે." "મારે આ ટોળાંમાંથી ટીકીટ કેમ કરીને લેવી!"

ગામડાનું પાણી વ્હારે ધાયું બૈરીએ એક ક્ષણમાં પોતાનો માર્ગ લઇ લીધો અને ફેરીન ટીકીટ લઇ લીધી. અને "નુરેવતન" તેઓની આંખ સામે સળવળ્યું.

બૈરૂં દ્રશ્યે દ્રશ્યે ખુરશીને તોડી નાખવાની હોંશ દાખવે. પતિએ રામ યાદ કર્યા. શ્રીકૃષ્ણને એણે તાજા કર્યા. આકાશમાં બેસી ભગવાન શું કરી રહ્યો છે. દુઃખીની વ્હારે કેમ ધાતો નથી આવી લાગણીઓ વળી પ્રાર્થના મનમાં અને મનમાં કહી.

ત્યાં તો "ઇંટરવલ" પડયો. અને "પસ્તાં" ની એણે ઓફર કરી. સુદામાનું ખીસ્સું પણ સુદામાની હાલતમાંજ ત્યારપછી આવી ગયું.

"મુંબઇનાં પસ્તાં ન ખાઇએ તો પસ્તાવા જેવું"-એવી રમુજ વહુજીએ કહી છતાં સુદામાચરિત્રમાં રમુજ ભળી નહિ.

ફરી પીકચર શરૂ થયું. પણ જ્યારે મધુરીએ બુરખો પહેર્યો અને રીવોલ્વર લઇ દોડાદોડી કરવા માંડી ત્યારે તો પેલા ભાઇની બાજુમાં કુદાકુદ થઇ રહી. આખા થીયેટરમાંથી નોખી પડે તેવી તાળીઓ ગાજી. એનો અવાજ થીયેટરના ખૂણેખુણા સુધી પહોંચી ગયો. એ હર્ષમાં આવી ગઇ હતી. મધુરીનું બૂરખાવાળી તરીકેનું કામ નારીજાતને સૌથી વધુ પસંદ પડયું.

પછી તેઓ ઘેર પહોંચ્યાં. પતિના પેટમાં ગલુડીઆં બોલતાં હતાં. આંહી જણાવવાની ફરજ પડી છે કે ચાર ચાર પેકેટો લેવા છતાં એને ભાગે ફકત ચાર પીસ્તાંજ આવ્યાં હતાં.

મુશ્કેલ રાગ જેમ આસ્તે આસ્તે છોડવામાં આવે એમ એણે આ વાત શરૂ કરી.

"રાંધી આપશોને! મને ભુખ લાગી છે."

એ ઉઠયાં. રસોડામાં ગયાં. કાંઇક બનાવી નાખ્યું પણ એ કાંઇકમાં એવી કચાશ રહી ગઇ હતી કે પતિની પાચન શકિતએ એ સામે ફરીયાદ નોંધાવી.

અને મામલો ગંભીર બન્યો. રણશીંગાં બજ્યાં નહિ. છતાં એબીસીનીઆ અને ઇટાલીનું-અનુકરણ થયું. પતિદેવ મુસોલીની પણ ન બની શકયા. એબીસીનીયાના રાજા પણ એ ન થઇ શકયા.

એમની સામે કોઇ નવીજ શકિત ઉભી થઇ.

ઘરની આ બુરખાવાલીએ રિવોલ્વરને બદલે વેલણ, તલવારને બદલે શાક સમારવાની છુરી ઉછાળી પતિદેવ સામે યુદ્ધ માંડયું.

આ સંગ્રામના રીપોર્ટ કરનારાં પાડોશીઓએ સ્પેશીઅલ સરવીસથી આ વિગ્રહના ખબર આખા માળામાં પહોંચાડી દીધા—માળો એ જોવા હાજર થયો.

વેલણ ભાંગ્યું. છુરી ઉડી ગઇ. શાકભાજી જમીનદોસ્ત થયાં. લોહીને બદલે લોટ ઉડી રહ્યો. મુરદાંને બદલે મસાલાનો ઢગ થયો. કાયાને બદલે કોલસા કામ લાગી ગયા. પતિદેવનો આખરે પરાજય થયો. માળાની "લીગ ઓફ નેશન્સે" સફેદ વાવટો ઉડાવવા માટેના અવાજો કર્યા.

લીગ પાસે કેસ મૂકાણો. વહુએ જાહેર કર્યું કે આજકાલ-ની વરની દાદાગીરી સહન કરે તેવી નથી. એણે નુરે વતનની બુરખાવાલીનો ઉલ્લેખ કર્યો.

લીગે પ્રશ્ન કર્યો. "નુરે વતન પત્ની સાથે જોયું તેનું આ પરિણામ? જવાબ મળ્યો ના, ના, સાવ એમ નહિ."

તરતજ માળાની લીગે એ બૈરીને સમજાવ્યું કે નુરે વતનની બુરખાવાળીએ કાંઇ ભોજન માટે રીવોલ્વરની ભડાભડી કરી નહોતી.

તરતજ આ વાત વહુને ગળે ઉતરી ગઇ. અને નુરે વતનનો સૌથી છેલ્લો શોટ યાદ રાખી. એણે એવું અનુકરણ કરવાનું નકકી કર્યું.

"આરમીસટીસ" ઉજવાઇ. ઘરમાં કંસાર રંધાયો અને ફરીવાર "નુરે વતન" જોવા બંને ઉપડયાં. પણ પછીથી વિગ્રહ થયાનું સંભળાયું નથી.

# The Return of Toofan Mail.

(Reported by the Special Service Bureau.)

---

Switch off the Wireless. It is Toofan Mail. He returns. India calls him again. Ranjit sends the Radiogram and here he comes. In his deep tone he speaks.

" Pardon my blushes, my success is great, beyond my own expectation-where is my man, Jayant Desai? Kindly inform him that I have a mighty plan to entertain the public. O there! .... Publicity Chief! This time, don't boost me up merely as a stunter. I am dying to show my polish. Let me stand in the midst of a vital story and I will bump off others. Let any G man come near me and I will show my colours! ................ He then looked around softly—a melody entered into his soul, His voice imitated a silver streamlet. Seven letters from the alphabet came out from his lips. MADHURI.—

Where can I find her? I have reserved honeyed words for her, I have brought the fragrance of the rainbow for her, the silver dust of moonlight is in my pocket." The voice of Jayant Desai immediately checked his heart- pourings.

" Stop it! You are outwiting Rabindranath Tagore! You know how to flash the sword, not this soft stuff! Now start your exercise course. You will have to be on your legs all the time. I don't want to send you back with lesser glory! Oh no. You go again and conquer India. Show to the world that you belong to Ranjit ".

Toofan Mail roared. " But I am copied! You will find my understudies every where."

Now Publicity Chief came to Jayant's rescue.

" Know this, Toofan Mail, imitation is the sincerest form of flattery " And there flashed a phantom of delight. Toofan Mail jumped. He took a salute. It was Madhuri with her dimpled smile.

---

S. K. SINHA,
M.A., L.L.B. *Bar-at-Law,*

270, Rangaily Khirki,
HYDERABAD, DN.
*6th September, 1935.*

DEAR MISS GOHAR,

I was really very pleased to see "Barister's Wife". I have seen it four times, but still I am not satisfied and hope to see it once more. Very few of your pictures are left unseen by me, but beyond any questions, this picture of yours tops the list of the successful screenplays in the Indian Filmland. I should like to congratulate you upon your miraculous success. The comedy adds distinction and credits, for which Charlie is admirable. On the whole the picture was brought up with utmost success.

As claiming myself a leading Barrister in Hyderabad and an interesting personality in the uplift of Indian filmland, I should like to congratulate you upon the art of oratory which you have learnt. Your arguments were so keenly brought up that there was no doubt in the believe that you were really a Barrister. Sweet were your words, and sweet was your language. It was rather humorous to notice the amazing defeat of your husband who was the public prosecutor.

In the end my best regards to the girl, Indu. If at all this is your progress in Indian Filmland, then I should say that your success is sure to reach the climax. Such films as these are not only successful, but also they are the great benefactors of the present economical situation of the world, and immediately they have concealed beneath them a silken thread which runs the various beeds of culture and civilization which prove us the superiority of Indian filmland and morality of glorious India.

---

K. BANOO,

No. 92, 31st Street,
RANGOON,
*Dated, 3rd September 1935.*

DEAR MISS GOHAR,

Pardon me the liberty of addressing you without acquaintance. The only justification is that I am an ardent admirer of your marvellous screen work and your sweet nightingale's voice and so perhaps the privilege of troubling you with this personal

approach. Accept my sincere congratulations for the tremendous success of "Gun-Sundari" which was the best picture of yours shown in Rangoon. It was very well directed. E. Billimoria, Keki Bawa, Ram Apte as well as the remainder of the cast were at their best. Throughout ihe picture you acted marvellously as "Gun-Sundari". You are different in every way from the average Indian film stars, for you give us many happy moments. You make us laugh, you make us cry—and when we come out, we talk about your beauty and marvel at your acting. You are the twilight, the beauty, the glorious, the compassionate, the first and the last greatest Indian film star.

Will you kindly give me an idea of some of your saree patterns and on what colour each design will be suitable? Can you suggest any design for bride's saree on white and also of waist coats? Will it be nice if I make a horse shoe design of silver on golden ribbon on sky blue georgette? I shall always be thankful to you and will never forget your kindness if you will give me the ideas and also patterns of jewellery as soon as possible.

Wishing you a good health and luck. You can count me to be one of your friends.

Please excuse me for disappointing you by writing such a letter for the first time.

**કુમારી શોહર,**

તમને મળી નથી એમ જાહેર કરવાની મારી હિંમત ચાલતી નથી. હું તમને ઘણીએવાર મળું છું. તમારા હૃદયના છુપા પડઘા મારા અંતરમાં સમાવું છુ. તમે જ્યારે જ્યારે અમારા દેશમાં આવો છો ત્યારે ત્યારે તમને જોવાની તક મેં ગુમાવ્યાનું મને સાંભરતું નથી. આપણી વચ્ચે એ રૂપેરી ચાદરનું ભલે અંતર હોય, હું એ ચાદર પાછળની સ્ત્રીને ઓળખી ગઇ છું. તમને હું મારી સખી ગણું તો તમને અપમાન તો નહિં લાગેને! કયાં હું, ઘરમાં દટાએલી અને કયાં તમે, કિર્તિના શિખરપર બેઠેલાં. છતાં તમે મારામાં વિશ્વાસ ઉભો કર્યો છે એના આધારે, રાત પડી ગઇ છે છતાં આ કાગળ લખવા બેઠી છું. મારા આ નાના ઓરડામાં મારી વેણીનાં ફુલ અને તમારો ફોટોજ પડયાં છે. એ ફોટાની આંખોએ મને જે ધીરજ આપી છે એનું હું કોઇક વાર વર્ણન લખીશ. વારૂ, એક વિચિત્ર સવાલ પુછું! તમે અમારા જેવી, દિવાલની દીકરીઓનાં હૃદય કયાંથી પામી ગયાં? અમારાં છુપાં ડુસકાં કોઇએ સાંભળ્યાં નથી, એ કોઇ સાંભળી ન જાય એની ખાસ કાળજી રાખવાં છતાં તમે એ ઉઝરડા કઇ રીતે ઉંચકી ગયાં? નકકી, મારી જેવી કોઇ તમને મળી હશે. તમને લોકો જ્યારે રૂપેરી પરદાનાં રાણી કહે છે ત્યારે મને તે બધા ઉપર એટલી દાઝ ચડે છે! રાણી તો શયનગૃહના હીંચાળા મ્હાણે! તમે તો અમારા જેવાંજ લાગો છો—હવે અંતરની વેદના કહી દઉં! અમારા શયનગૃહમાં માત્ર દીવોજ બળતો નથી. એક દીલ પણ બળે છે. દીવો સ્હવાર પડતાં શાન્ત થાય છે, દીલને કોણ ઠારે?

તમને જોઉં છું અને મને મારી જાત પરજ નજર નાખવાનું મન થાય છે. બ્હેન! તમે પડદા પર જે સહન કરો છો એ ક્ષણો મારે તો જીવવી પડે છે. પણ તમે કલાકાર છો એટલે પરદા પર એ ક્ષણો પણ જીવી જાણો છો. અને આંહીજ આપણી મિત્રાચારી બંધાય છે. ચાર પૈસાની ટીકીટ ચોડી આ વાત તમને પહોંચશે એ હકીકતથી મને કેટલી રાહત થાય છે એનો તમને ખ્યાલ નહીં આવે.

અરે હા, એક વાત તો પુછવી જ ભુલી ગઇ! મેં એમ વાંચ્યું છે કે તમે એક સાથે "કીંમતી આંસુ," "મેહપ્રીન્સેસ," "સિપાહીની સજની" એમ ત્રણ ત્રણ ફીલ્મોમાં કામ કરો છો. આમ કરવામાં તમે ગોટવાઇ જતાં નથી? નવા નોખા જુસ્સાની ભુમિકાને તમે કઇ રીતે પાસે રાખી શકો છો? મને તો મારી સાસુ એક સાથે બે કામ ચીંધે છે ત્યાં હું ગભરાઇ જાઉં છું અને એ માટેનાં રોજ મ્હેણાં સાંભળું છું.

કેટલુંક ન લખવાનું પણ મેં લખી નાખ્યું એનો વિચાર કાગળ પુરો કરતી વખતે આવે છે. પણ હવે તો મારી મુર્ખાઇ બીડીજ દઉં છું.

'કીંમતી આંસુ' નો એક ફોટો તમે મારા પર મોકલાવવાની મહેરબાની કરશો! મારે એ આંસુની સરખામણી કરવી છે. મારૂં સીરનામું મહેરબાની કરી જાહેર નહીં કરતાં—બારીમાંથી ટાઢો બોળ પવન આવે છે. પથારી પણ બોલાવી રહી છે. બારીમાંથી નજર નાખું છું દુરને દુર જ્યાં તમે હો ત્યાં-

તમને જેમ હું પરદા પર મળું છું તેમ તમે મને આ કાગળમાં મળશો એવી આશા રાખતી તમારી સખી.

**શોભના દેસાઇ.**

## બિરાદર બીલીમોરીઆ

સાંભળેલા ખબર ઘણીયેવાર ખોટા પડે છે–જેમ પાણી માટે નાળીયેર લેતાં માત્ર કોપરૂં મળે તેમ પણ કાનપર એવી વાત આવી છે કે તમે રણજીતના હવેના એક ચિત્રપટમાં 'સિપાઇ બચ્ચા' બનવાના છો તો મારે તમને થોડી તસ્દી આપવાની છે. હું આંહીના લાન્સર્સ ખાતામાં એક નાનો સરખો હોદ્દો ભોગવું છું. બાપુનું રાજ્ય એટલે મીઠો રોટલો તો મળી રહે છે પણ મને હવે મિહાશનો જાબજા કંટાળો આવ્યો છે તો તમને પુછું કે તમારા આ નવા પીકચરમાં મને ચાન્સ કાં ન આપો? જુઓ, હું સેંડહર્સ્ટ કોર્સમાં જોડાઇ વિલાયત સુધી દેશી જોડાઓ ફાડી આવ્યો છું. સિપાહી તરીકેનું જીવન મેં અત્યાર સુધી ગુજાર્યું છે. હું તમારી જગ્યા લેવા નથી માગતો. અરે, નહીં રે! એટલો પાગલ હું નથી. પણ મને તક આપો અને એમ ન થાય તો મારી પાસે સિપાઇ બચ્ચાના જીવનની કેટલીક પટારામાં ભરી રાખવા લાયક વાતો છે એનો જરૂર ઉપયોગ કરશો.

નાહક આપણા પુલેખાંઓ સિપાહી બચ્ચાને ઉતારી પાડે છે. આ બંદા ખાતર તો ફ્રાન્સનું નારી મંડળ મરી જવા તૈયાર થયું હતું પણ એ હત્યા કોણ માથે લે. એથી મેં ત્યાંથી ચાલતીજ પકડી! આશા રાખું છું કે આ નારીજાત તમને ન હેરાન કરે! હા, એટલું ખરૂં કે સિપાઇભાઇનું મગજ એકદમ ફાટી જાય છે. પણ જ્યાં ખરેખરી મારામારી થતી હોય ત્યાંથી દૂર કેમ રહેવું એની તાલીમ અમને અમારા અફસરોએ બરોબર આપી છે.

મારા અનુભવની ખાણમાંના મેં તો તમને આ થોડા ટુકડાઓજ બતાવ્યા છે પણ જો ઉપકાર કરો તો, રણજીત ફીલ્મ કંપની બંદાના ભાડાની નજીવી વ્યવસ્થા કરી આપે તો "સિપાહી બચ્ચાની સજની"નો તો રંગ છલકાવી દઉં!—

મારી પાસે કલમ નથી પણ જીભ છે. એ તો તમને મારા આ પત્રથી ખાત્રી થશે.

બીજું કાંઇ ન થાય તો મેં વરદીમાં પડાવેલો સિપાહીનો ફોટો છે એ તો મંગાવી લેવાની તકલીફ લેજોજ. સ્ટારના ફોટાની મને પોતાને અપેક્ષા નથી. મારો ફોટો કોઇ સ્ટાર માગે તે દિવસનું પ્રભાત ઉઘડવાની હું રાહ જોઉં છું. હું પણ છું સિપાહી બચ્ચો, જો કે સજની વિનાનો.

**લી॰ દાદાભાના સલામ.**

# રોમાન્સની પાંખ પર ઉડતાં પહેલાં વિચારજો

રૂપેરી પડદાના એકેયે-એક રોમાન્સની મેં નોંધ રાખી છે. જ્યારે હીરો રૂપવતીને સમજાવવા પોતાના હૃદયનું તાળું ખોલે છે ત્યારના શબ્દો પણ મેં ગોખી રાખ્યા છે. દુનીઆ છે! કોઇક વખત કામ લાગે. જગતમાં જ્યાં સુધી એક રૂપવતી પણ રહેશે ત્યાં સુધી આ શબ્દો કામ લાગવાનાજ. પરણેલી બૈરીઓ પાસે આવા શબ્દો હાલવવામાં આવે તો તરતજ એ બોલી નાખે છે. "કેમ, દારૂ તો પીધો નથીને!" એટલે આ મહાન સ્ત્રીશકિત સમક્ષ હૃદયનું તાળું આપોઆપ બીડાઇ જાય છે. મહાનમાં મહાન ખોરી પાસે પણ આ તાળું ખોલી આપવાની કુંચી હોતી નથી.

નૂરે વતનમાં મધુરી.

મને આ રૂપેરી દુનીઆની એવી અદેખાઇ આવે છે! એનું અનુકરણ કરવા જાઉં છું તો કાંઇક ભલતુંજ થઇ આવે છે. એક દિવસ નિશ્ચય કર્યો કે બરોબર આકાશની અટારીમાં ચંદ્રીકા આવે પછીજ કોઇક સૌંદર્યવતીને લઇ એ અજવાળાંની જાજમ હેઠળ બેસું. કોલેજમાં અમે એક બાંકડા પર બેસતાં એ સુંવાળા મિત્રને નિમંત્રણ આપ્યું. એ રાણી આવ્યાં. હીરોના શબ્દો ફરી મગજમાં ઠાંસવી દીધા. અમે બાગમાં બેઠાં. ચંદ્ર નીકળે તોજ મારી ઉપમા કામ લાગે તેમ હતી. હું મારા મનમાં બધું રચી રહ્યો હતો પણ આજે કમબખ્ત ચંદ્ર વાદળથી છુટટો નીકળ્યોજ નહિ. મેં સંભળાય તેટલા જોરદાર નિશ્વાસો નાખ્યા.

પેલીએ તરતજ પુછ્યું:—"કઇ ફીલ્મનું અનુકરણ કરો છો!" હું ઝંખવાણો પડી ગયો. મારી પોલ પકડાઇ ગઇ. હજીએ ચંદ્ર ઉગતો નથી. મારે તે કેમ કરીને વાત છેડવી. રણજીતના હીરોને ફરી ફરી યાદ કર્યો. હું ગોટવાયો મેં શરૂ કરી દીધું.

## રણજીત, રણજીત અને રણજીતઃ—

હિંદુસ્થાનનાં સીનેમાઓ આ એક નામ બોલે છે અને બોક્સ ઓફીસપર માણસોના ટોળાં તુટી પડે છે. રણજીત નામ સાથે લોકોને ખુશમિજાજમાં આવવાની આદત પડી ગઇ છે.

**૧૯૪૨ ની સાલમાં**

વિવિધતાનો વાવટો લઇ એ આનંદનાં નવાં મોજાં ઉછાળે છે. આ રહ્યાં એ પીક્ચરો.

— કીંમતી આંસુ —

— રાજ રમણી —

— ચાલાક ચોર —

— સિપાહીની સજની —

— રીટર્ન ઓફ તુફાન મેઇલ —

| | |
|---|---|
| **કીમતી આંસુ** | **ગોહર**<br>**ઇ. બીલીમોરીયા**<br>કેકીબાવા, ઇશ્વરલાલ, ઘોરી, દીક્ષીત, ચાર્લી, ખાતુન, રામ આપ્ટે.<br>**ચંદુલાલ શાહ પ્રોડક્ષન.** |
| **ચાલાક ચોર** | **રાજા સેન્ડો**<br>**પદમાદેવી**<br>ઇશ્વરલાલ, ઘોરી, રામ આપટે, દીક્ષીત, ચાર્લી, કેસરી, ખાતુન, શાન્તા, કમળા.<br>**રાજા સેન્ડો પ્રોડક્ષન.** |
| **સિપાહીની સજની** | **ગોહર**<br>**ઇ. બીલીમોરીયા**<br>કેકીબાવા, ઇશ્વરલાલ, ઘોરી, દીક્ષીત, ચાર્લી.<br>**ચંદુલાલ શાહ પ્રોડક્ષન.** |
| **રાજ રમણી** | **મધુરી**<br>**ઇ. બીલીમોરીયા**<br>કેકીબાવા, ઘોરી, ઇશ્વરલાલ, કેસરી.<br>**જયંત દેસાઈ પ્રોડક્ષન** |

"કીંમતી આંસુ"માં

## ગોહર

એ યાત્રાએ ઉપડી. કાશી તરફ નહિ, હિમાલય તરફ નહિ. એ તો ચાલી આંસુની યાત્રાએ. જગતના અનેક દરવાજા ખડખડાવી એણે ઝોળી ધરી પણ આંસુની ભિક્ષા કોણ આપે? કૃષ્ણના નામ પર મીરાં જેમ વ્રજમાં ભટકે એ જ દશામાં એ જલનાં થોડાં બિન્દુઓ ઝીલવા આમ તેમ ભટકી. કોઈએ એની હાંસી ઉડાવી, કોઈએ એને દીવાની ઠરાવી. ચાલતાં ચાલતાં એના પગ થાકયા. એની તલાશ ખાલી જશે એજ વિચારમાં એ રઝળ્યા કરી. આખરે એની યાત્રા પુરી થઇ. એને આંસુઓનું ઇનામ મળ્યું. નિર્દોષ બાલકોએ એની ઝોળી ભરી દીધી. એ જ પાંપણોનાં એ સાચ્ચાં આંસુ હતાં. બાલકો પાસે જ એ રહેતાં.

**એ ચોર ચાલાક તો ખરોજ!**

પહેલાં એની આંખોએ મારી ચોરી કરી. પછી એના દીલે મને ઉંચકી-હું બહુ મજબુત રહી. પહાડના એ પુત્રને પથ્થરનોજ સંગાથ ઘટે એમ માની હું એનાથી દુર રહી. પણ જેમ જેમ મારો દેહ એનાથી દુર રહેતો ગયો તેમ તેમ મારૂં દિલ એની પાસે જતું ગયું અને ચાલાક ચોર મારા પર પણ ચાલાકી કરી ગયો.

"ચાલાક ચોર"માં

## પદ્માદેવી

"સીપાહીની સજની"માં

# ોહર

ૂપ !

વધુ પડતા સવાલો પુછશો તો મારો સીપાહી તમને વીંધી નાખશે. મારી સાથે સીધી સીધી વાતો કરજો નહીં તો મને પણ મગજ ખોવાની આદત પડી ગઇ છે.

મારે જગતને દેખાડી આપવું છે કે સીપાહી બચ્ચાનાં શૌર્ય તો ઘણું એ ગાયં–ઘણાએ લખ્યાં- એની સજનીને કેમ કોઇ સંભારતું નથી? એ ઓરત છે એટલાજ માટે?

તો હોશીયાર! હું એજ ઓરત છું પણ તમને પુરૂષોને તો બતાવી આપીશ.

"રાજ રમણી"માં

## મધુરી

કઇ ક્ષણે મને રૂપ મળ્યું ? જેના પર આશકો પરવાના થઇને પડે છે, જેના પર કવિ પોતાનાં ઝરણાં વહેવડાવે છે, જેના પર અનેક આંખોનો વિસામો બંધાય છે, એ જ રૂપે મને રોવડાવી છે.

છતાં મારી ખાત્રી છે કે હું રૂપેરી ચાદર પર હાજર થઇશ ત્યારે તમે પણ મારૂં રૂપ જોવા આવવાના—શિકારીનું તીર વાગ્યું તે પછી જ હંસને ખબર પડી કે એના રૂપેજ એનું મૃત્યુ બોલાવ્યું—એવું જ મારૂં હંસ-ગીત સાંભળવા આવજો.

—~—

# સ્ટુડીઓની દિવાલ અંદર

વેસ્ટ એન્ડ પર પુર બ્હારમાં બીજું અઠવાડીયું ચાલતા "નૂરે વતનને" રણજીત સ્ટુડીઓમાં પણ નુર પ્રગટાવ્યાં છે. બધા ખુશાલીમાં હરેફરે છે. નવી સાલ તરફ સ્ટુડીઓ બહુ હોંશથી નજર કરે છે.

નુરેવતનની આ ફત્તેહે બંગાલને જગાવ્યું છે. ત્રીસ ત્રીસ હજારની પ્રાંતીય હકકોની માગણી થઇ રહી છે. જ્યારે બીજી પાર્ટીઓ એજન્સી માટે વાટાઘાટ કરી રહી છે. બંગાળ પરિણામ જાણવા આતુર થઇ રહ્યું છે. કલાના ધામમાં એજ વાત ચાલી રહી છે કે કોના દરવાજા પર રણજીત કિર્તીધ્વજ ફરકાવે છે!

શ્રી. ચંદુલાલ શાહે "કીમતી આંસુ"ને સ્હેજ થંભાવીને "સિપાહીની સજની"ને રૂપ આપવાનું નકકી કર્યું છે.

ગોહરના આ નવા પીકચરનું મુહુર્ત્ત થઇ ગયું છે અને એના પહેરવેશ માટે મી૦ શાહ પોતાનું મગજ રોકી રહેલ છે.

આવના માસમાં રણજીતનો સ્ટાફ જામગર મુકામ કરશે ત્યાં એક સાથે આટલાં પીકચરોના આઉટડોર્સ લેવાશે.

**સિપાહીની સજની**

— રાજ કુમારી —

— ચાલાક ચોર —

— રીટર્ન ઓફ તુફાનમેઇલ —

આખા હિંદુસ્થાનમાં જેણે તુફાન જગાવ્યું એ તુફાન મેઇલને ફરી ખેલાવવાની રણજીતે તૈયારી કરી દીધી છે. અને મી૦ જયન્ત દેસાઇ ફરી પોતાના સમૃદ્ધ પાત્રને હાજર કરતાં નવીજ હોંશ અનુભવી રહ્યા છે. મધુરી અને બીલીમોરીઆ ફરી પ્રેક્ષકોના હૃદયોમાં નવું તોફાન જગાવશે.

ત્યારે "રાજકુમારી" ની પગલીઓ પણ સેટમાં પડવા લાગી છે. આંહી પણ મધુરીજ કામ કરશે.

મી૦ રાજા સેંડો કોઇ નવીજ ભેદી સ્ટોરીનો ભેદ ઉકેલી રહ્યા છે. એની નવી ફીલ્મમાં એ નવુંજ વાતાવરણ ઉભું કરવાની ઉમેદ રાખે છે.

રણજીતના કોમેડીઅન ચાર્લી ઉતર હિંદની મુસાફરીએ ગયા છે. ત્યાં એમને પુષ્કળ માન આપવામાં આવ્યુ છે જેની વિગત હવે પછી પ્રગટ કરવામાં આવશે.

ત્યારે દીક્ષીત આજકાલ હોસ્પીટલમાં ઓપરેશન માટે દાખલ થયા છે ત્યાંથી સીધા તે સેટમાં દાખલ થઇ "કીંમતી આંસું" માં શામેલ થશે.

સિપાહીસજ્જનીનો શો પ્લોટ હશે એ માટે નવાં નોખાં અનુમાન થઇ રહ્યાં છે. આ બુલેટીનમાં એક પત્ર આપવામાં અવ્યો છે એ જોવાથી પણ તમને એની ખાત્રી થશે.

મી. ચંદુલાલ શાહ હજી પ્લોટ વિષે મૌન સેવે છે પણ એમના મૌનમાં બળ છે એની વાત તો થોડાજ જાણે છે. એમના આવા મૌને સારામાં સારી વાર્તાઓ રચી કાઢી છે. ઘણું જીવો એમનું મૌન– ત્યારે ૧૯૯૧ ની સાલ ૧૯૯૨ ના કાનમાં આ વાત કહેતી જાય છે.

"જોજે હો! રણજીત છે. હું તો એમની પાસેથી પુષ્કળ સમૃધ્ધિ મેળવીને ચાલી જાઉં છું. તારે માટે તો મારા કરતાંએ ઉત્તમ પીકચરોનો કાર્યક્રમ યોજવામાં આવ્યો છે. અત્યારથી સીનેમા જગતના કાનમાં કહી આવ કે રણજીત આવે છે એટલે તારાં માન થઇ જશે."

અને ૧૯૯૨ ના મુખપરે રણજીતનું નામ વસી જાય છે.

# ચાલાક ચોરઃ—

ડુંગરે ડુંગરે એના ડાયરા. કાળો ચોર એટલું નામ પડતાં રાત પણ વધુ કાળી
જાય. ચાલાક ચોર એટલા શબ્દો બ્હાર આવતાં બારી બારણાં બંધ થઇ જાય. પણ એ
કરનારાં ગરીબ માણસો ન હોય. ભલાં માણસો પણ નહિ. દગાબાજ અને ગરીબો પર
ખેલતા બાજીગરોનેજં એવો ધ્રાસકો પડે.

એણે બ્હારવટું લીધું. એ કાંઇ તલવારના પટ્ટા ખેલવાના શોખને લીધે નહિં.
બંદુક ખભે રાખી એ કાંઇ અર્થ વિનાના નિશાન પર છોડવા નહિ. એના હૃદયમાં તુફાન
જીગર પર જ્વાલામુખી હતો. રાજ્યની વફાદારીના ઇનામ તરીકે એને અપમાનોજ મળ્યાં. પ્રેમ
કીલ્લામાં દાખલ થતાં એના પર મોટી શિલાઓ પડી. ખુણેખુણામાં એણે અન્યાય
જુઠાણાંનો ઠેર ઠેર પગ પેસારો નીહાળ્યો.

રાજ્યનું હિત, પ્રજાનું કલ્યાણ એના હૈયા પર રહેતું છતાં એના પર અન્યાય થ
દગો ખેલાયો અને એની આંખ લાલઘુમ બની. મુંગા ગુસ્સાએ ગર્જના કરી. જીવનને પ
પગલે ઉભા રહેલા રાક્ષસને ઝેરવેર કરવા એણે બ્હારવટુ ખેડયું. ઘોડીની રાંગ દાબી
પર્વતોમાં અદ્રશ્ય થયો. અને ચાલાક ચોરનું નામ એ પથ્થરોમાં રણકો જગાવી રહ્યું.

રાજ્યની સત્તા ખોટી રીતે પચાવી પાડનાર મામા સાહેબની સાનને ઠેકાણે લાવવા
ચાલાક ચોરે નિશ્ચય કર્યો. હજામ માવજીની ખટપટ બહુ બહોળી બની હતી. મામા સાહેબનો
સલાહકાર બન્યો હતો. અસ્ત્રાને બદલે એ અમલદારોની વાતો કરવા લાગ્યો. ખરી રીતે એ આ
રાજ્યની હજામત કરવા લાગ્યો. એનાથી બીજું શું થાય?

અનાથના બેલી તરીકે ચાલાક ચોરનું નામ બ્હાર પડયું. એ વાત મામા સાહેબ સુધી
પહોંચી. બધી બાજી જીતી જવાની મામા સાહેબને ઉતાવળ આવી. રાજકુમારીને હાથ કરવી
એનું હુકમનું પાનું હતું. એણે જાળ બીછાવી. હજુ સુધી બાજીમાં હાર નહિં ખાનાર મા
સાહેબને એમ લાગી જ ગયું કે મુરાદોનો કિનારો હવે કયાં દુર છે?

એ પોતાના વિજયડંકા સાંભળવા કાન ધરતો હતો ત્યાં જ એના કાનના પરદા પર કાળ
ખંજરી વાગી. ચાલાક ચોરે જગાવેલું એ કાળગીત. મામા સાહેબનું સિંહાસન હચમચ
અંધકાર પર મુસ્તાક થતો એ માણસ ધુળ ચાટતો થયો. રાજકુમારીને ઉગારન
બીજો કોઇ નહિં પણ એ ચાલાક ચોરજ હતો. રાજ્યના સિંહાસન પર એણે સંતોષ
પ્રજાએ છુટકારાનો દમ લીધો અને પહાડો શાન્ત પડયા. બ્હારવટીઆની ઘોડી તોખારખાના
બંધાણી. પવન પાવડી કરી એને ઉછાળનાર કયાં ગયો!

ઘોડીએ બે પડછાયા જોયા. એક પડછાયાને એ તરતજ ઓળખી ગઇ. એનો
અલબેલો અસવાર, એનોજ માલિક-બીજો પડછાયો રાજકુમારીનો હતો એની જાણ
માણકી ઘોડીને કયાંથી હોય?

# કીંમતી આંસુ

આંસુ અનેક પ્રકારનાં છે.

કોઇ પૈસા જાય તો રડે છે,

તો કોઇ ગુસ્સો કરીને રડે છે.

તો કોઇ મગરમચ્છનાં આંસુ પાડે છે,

કોઇ સ્વાર્થ ખાતર રડે છે.

કોઇ પોતાનાં દુઃખ રડે છે.

**પણ એ આંસુઓની કીંમત કહેતાં આપણે અચકાઇએ છીએ.**

ત્યારે આ આંસુઓ કેવાં?

આંખમાં આવતાં હજારો વાર અટકે છે.

મુખ ઉપરના ભાવ પ્રદર્શનને દેશવટો દઇને એ આંખની બારીમાંથી એકદર દુનીઆને જોવા ડોકીયું કરે છે, પણ આત્મા હુકમ કરે છે કે તું મારી કીંમતી વસ્તુ છે.

## કીંમતી આંસુ

એકદર દુનિઆને મ્હોં બતાવ્યા વિના પાછાં આંખના પરદામાં જ છુપાઈ જાય છે-

# —: અશ્રુની તલાશમાં :—

બન્ને કલમબીજ તલવારની માફક કલમ ચલાવનારાં, સ્ત્રી સ્વાતંત્ર્યના પક્ષમાં એ કુમારીને કલમના આબાદ ઘા કરતાં આવડે. ત્યારે પુરૂષ નવા અને જુના વિચારોને તોળી તોળી લેખો તૈયાર કરે. સંયુક્ત કુટુંબ, માબાપની સેવા એ બધા ચાલ્યા આવતા, આદર્શના લીસોટા સાંચવી રાખવાનું એ પુરૂષનું મન–બન્નેના વિચારબળો સામસામાં અફળાય છતાં બન્નેને એક કરવા માટેની વેવીશાળની વીંટી તેઓ પર લટકે.

આ સખા અને સખીનાં માબાપોની તકરારો વેવીશાળની વીંટી ઝુંટવી લે. પણ યુવાનીનું જોમ આવાં ફરમાનો કેમ કરીને સાંખી લે? ન્હાસી જઇએ! નવી દુનીઆ વસાવીએ! જીગરના જોર પર જીવન વિતાવીએ એવા એવા વિચારો લાવી બન્ને ન્હાસી છુટે. પુરૂષ પર શ્રધ્ધાના શઢ ચડાવી છોકરી વ્હાલું ઘર કાયમ માટે છોડી દે. નવાં આસમાનમાં નવાં ગીત ગાવાનાં સ્વપ્નાં લાવી એ ઘરને પાછળ રાખી દે.

બન્નેનો હસ્તમિલાપ થાય. લગનના પંથ પર એ પગલાં પાડે. અને રાહમાં મળે ઘુરકતાં સાસુ નણંદ.

મોટેરાંઓ આગળ યુવાન શીર ઝુકાવે. સ્ત્રીનાં સ્વપ્નાં સરી જાય. કોયલના ટહુકારને બદલે કાળાં મ્હેંણાંનો ટહુકાર ચોવીસે કલાક ઘરમાં ગાજી રહે. પાંખો કપાય, ઉંચે ઉંચે પ્રણયશીખરપર પહોંચતા પહેલાંજ જમીનની ગંદી ધૂળ દેહપર લાગે.

નણંદ તો ઘરની હીટલર. વરે કાઢી મુકેલી એટલે એની મા એનાં એક આંસુ ખાતર બીજાંનાં આંસુનાં ઝરણ સુકાવી નાખે. ઘરની વહુને સતાવવાનો કાર્યક્રમ નિયમિત ચાલે. રોજ ફડકામાંજ એ જીવે. સાસુના જીભના ચાબખા એનાપર પડયાજ કરે. લેખક મહાશય રોબોટ (યંત્રનો માણસ) જેવાજ બની રહે. વહુના કાનમાં એનાજ માતાપિતાને ગાળો દેતાં વેણ ફેંકવામાં આવે–ઘરમાં બાલક છે એની આગળજ ભાભી પોતાનું હૃદય ખોલે. એ ખાતર પણ એ ખીજ વ્હોરી લે. જીવન સંગીત જગાવવા આવેલ એક સ્ત્રીને જીવનની બસુરાઇજ ઇનામમાં મળે.

પછી કાવત્રું રચાય. ચાર દિવાલની અંદર, વડીલોના હૃદયના ઉંડાણમાં, આવાં કાવત્રાં ઘણીવાર ભરેલાં રહે. ઘરનું એ રાજકારણ નવો રંગ લે. નિર્દોષ વહુ પર ચારિત્ર વેચવાનું કલંક ઓઢાય.

રોમીયો અને જુલીયટની કહાણીઓથી પાનાં ભરતો ધણી વહુને ઘરની બ્હાર હાંકી કાઢે.

અને એ સ્ત્રી ભટકે આંસુઓની તલાશમાં–ઘેર ઘેર એ એકજ ભીખ માગે, સાચ્ચાં આંસુઓની આખી આલમ આંસુ વિનાની? એકજ વિચારમાં એ ઘુમરીઓ ખાય.

ત્યારે બાલકોનો ખીલખીલાટ એના કાન પર અફળાય સ્ત્રી ત્યાં જાય અને ચંડુલને આસમાન મળે, હૃદયના તારને રાગ મળે, ફુલોને રંગો મળે, શશીને સાગર મળે, ગુલાબને બુલબુલ મળે, તેજ એને મળે. એની ભીખ પુરી થાય.

---

# કીંમતી આંસુ

નભથી ખર્યાં જે આંસુડાં
પૃથ્વીએ ઝીલી લીધાં
કીમત કીધી એ રૂદનની
એ ફુલનાં ચશ્મે ચડયાં—

પ્રણયની દોરી તુટી
પલવારમાં અશ્રુ ઉગ્યાં
કીમત કીધી એ કરૂણક્ષણની
હૃદયના ચશ્મે મઢયાં—

પ્રકાશના એ હાસ્યમાં
વરસાદનાં વારી પડયાં
કીમત કીધી એ હાસ્યની
ઇંદ્ર ધનુને જઇ મળ્યાં—

પાંપણે પહોંચ્યાં નહિ
એ અશ્રુઓ ઉથલી પડયાં
કીમત કીધી એ જક્ષનની
કોઇ કક્ષામાં જઇ સુતાં

ઢુંઢવા નીકળી પડયો હું
નહીં મળ્યાં એ આંસુડાં
કીમત કીધી એ શોધની
વગરાનમાં પહોંચી ગયાં.

Registered No. B. 3386

# નૂરે વતન

જયન્ત દે

પ્રોડક્શન

સાત સાત દિવસ થયાં
મુંબઈને રસમાં ન્હવડાવતું
પ્રેક્ષકોની તાળીઓ
માગી લેતું—

**રણજીત** સુપર સ્પેશીયલ

મુખ્ય પાત્રો:—

**મધુરી,**

ઈ. બીલીમો

બીજું અઠવાડીયું

## વેસ્ટ એન્ડ ટૉકી

Edited, Printed and Published by CHATURBHUJ ANANDJI DOSHI for Ranjit Movitone (Dadar).
at Moj-Majah Printing Press, Khatau Building, Girgaum BOMBAY 4.